૫૪૦૧

અમદાવાદના રહીશ

# વૈદ્યરાજ હરીશંકર બાલગોવીંદની
# તથા રા. વખતચંદ ઊમેદચંદ
# નાયબ મેનેજર—માણાવદર
# વિગેરેની પ્રસંશા માટે કવિતા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

## કવિ પ્રાણજીવન મોરારજી.

## અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રિન્ટીગ અને
જ૦ એ૦ કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૪૮. સને ૧૮૯૨.

# વૈદ્યરાજ હરિશંકર બાળગોવિંદ જાની માટે કરેલી કવિતા.

## ( તેઓ બાંટવામાં મેહેરબાન વખતચંદભાઈનાં પત્ની ચંચળબા બિમાર થતાં આવેલા તે વિષે. )

"અલબેલીરે અંબે માત પૂજવાને જઇએ." એ રાગ.

આવ્યા આવ્યા અમારે અવાસ, વૈદ્યરાજ સાદાજી,
ભાવ્યા ભાવ્યા પૂરી કરી આશ, જય જય દાદાજી. ટેક.
આપ સુજશીનો સ્પર્શ થયો ત્યાં, દર્દી દુઃખ દઝાયરે;
દર્દ દબેને દશ ગઉ દૂરે, વેગે હોય વિદાય. જય જય. ૧
પૂરે પ્રેમે અનુભવથી પામ્યા, અદ્ભૂત શક્તિ અમૂલ્યરે;
શક્તિ તણો સદુપયોગ કરો છો, રહી સદા મશગૂલ. જય. ૨
વિસ્તારેલાં વૈદકનાં જે, પ્રાચીન શાસ્ત્રો બેશરે;
પારંગત પરિપૂરણ રીતે, હૈડે આપ હમેશ. જય જય૦ ૩
જ્વર જળોદર જડથી જાયે, ચાંદી ચપટી ચોડરે;
પ્રમેહ તો પળવાર વસે નહિ, દેખી દવા દોડે. જય જય૦ ૪
કોઢ કાઢી કાયાની કાન્તિ, કરી કનકના જેવીરે;
ખાંસી ક્ષયનો ક્ષય કરી નાંખ્યો, આતે કરામત કેવી. જય૦ ૫
હરસ હઠાવી હૈડાં હરખ્યાં, ગડ ગુમડાં ગળી જાયરે;
પાઠાં ચાઠાં તો નાઠાં ફરે જ્યાં, દ્રષ્ટિ દેખે ત્યાંય. જય ૬
ફુલું પડળ પરવાળાં આદિ, વ્યાધિ નેત્ર સ્થાનરે;
આપ અંજન આંજેથી દીપે, નયન દીવાની સમાન. જય૦ ૭
નિર્વંશી કંઈ કામિનીઓને, દિવ્ય દવાઓ આપીરે;
વંધ્યા મેણાથી છોડાવી, છેયાંળી કરી છાપી. જય જય૦ ૮

નેત્ર અને શારીરિક સઘળા, અનેક જે આજાર રે;
ઉભા સૂકાએ આપ ઈલાજે, વંદું શું વારંવાર. જય જય૦ ૯
જાણો રોગીની રગો નવેને, જ્ઞાનચક્ષુથી નિરખીરે;
પંડિત પૂરા પ્રકૃતિ પરખવે, કારણુ કહો હરખી. જય જય૦ ૧૦
આજારીના અંતર ઉતરી, ચિતરો ચિતમાં ચિતરે;
કર કરમાં લઈ કહો૦ પલકમાં, પિત્તાદિ સૌ રીત. જય જય૦ ૧૧
બાંટવપુરમાં નાડી વૈદ્યની, હતી ખરેખરી ખોટ રે;
પૂરી પાડી દાડી આવે, દર્દી દોટાદોટ. જય જય૦ ૧૨
તેડાવ્યાં અમદાવાદેથી, ધરી અતિ મન પ્યારરે;
વખતચંદ વિવેકી વડા એ, ઝવેરીના શણુગાર. જય જય૦ ૧૩
કહાં બાંટવાપુર સોરઠનું, કયાં શુભ અમદાવાદ રે;
કહાં જુનાણું જુનાગઢ જંઘી, કહાં થાન અશરાફ.જયજય૦૧૪
ચૈ રે'વું કયાં માણાવદરે, નાયબ ચંદ દિવાનરે;
ચંચળબા આજારી યે કયાં, બાંટવ ડૉકટર દ્વાર. જય૦ ૧૫
નીકળવું કયાં આપ તણું આ, રાજનગરની બ્હારરે;
કયાંનો મહિમા મોટો ભારે. ચાલે અપરંપાર. જય જય૦ ૧૬
ભવિષ્યમાં ભેળાં કરવાનો, વિધિનો હશે કરારરે;
ભલે થયો મેળાપે પામ્યાં, ચંચળ બેન કરાર. જય જય૦ ૧૭
પ્રાણજીવન દાદા દર્શનથી, ધરી હૃદયમાં પ્રીતરે;
નંદ ચંદ્ર મત માટે જોડે, યથામતિ આ ગીત. જય જય૦ ૧૮



**મનહર છંદ.**

શંકરના કિંકર છે, કિંકર દિનકરના,
નામ હરિસંકર તે, વૈદક વિલાસી છે.

સાર સાર તારીને સુધારીને ઉતારી મન,
દેશીય દવાઓ જેના, ઘર તણી દાસીછે.
રોગે રગડાતા મહા હેરાન નરની માથે,
હાથ હરિ અડતાં તો, હરકત નાસી છે.
વાગભટ વરદાયી, અશ્વનીકુમાર અંશ;
રોગ દેવી કાંતો, મહા મે'નતે ઉપાસીછે.

—०—

## સવૈયા બત્રીશા

હોડ કરૈંજ ચડે ન હકીમ રટે, ચિતમાં દિન રાત પ્રસાદા,
ખ્યાત ખીલી ગુણની ગુજરાત, સુનામ ધરી પરખાય સવાદા;
શોધકરે સુખકારણ લે શ્રમ, કેક દિવાન શ્રીમાન શે'જાદા.
ટાળક રોગ કરોડ ભયંકર, એકજ એ હરિશંકર દાદા. ૧

—०—

જો જન ગ્યાન હરિકો લીનો નવ, ગ્યાન સમૂહ ધર્યો ન ધર્યોહે,
જો જન શિષ્ય હુવો નવ દાદુકો, પાય ગુરૂસેં પર્યો ન પર્યોહે;
દાદુનકો ન સમાગમ કીધ રૂ ઓરસેં સંગ સર્યો ન સર્યોહે,
જો ન લીની હરિશંકરસેં શીખ, શીખ દૂજાસેં તર્યો ન તર્યોહે. ૧
બાલગોવિંદ પિતા જિસ પ્રૌઢ રૂ, વેદ પુરાન મહા ગુન ગ્યાતા,
સ્વામી સરસ્વતી શિષ્ય રમાનુજ, રામ અનુજ બરોબર ખ્યાતા;
વેદકકી કદની ઉન નીંઠ ધરાઈ ધરા જનકે કરી શાતા,
પ્રાણકી પાસ રસા દીન એકજ, કયોંકિ પઢે હરિશંકર બાતા.

—०—

# માણાવદરના નાયબ મેનેજર અને રેવન્યુ આસીસ્ટંટ વખતચંદ ઉમેદચંદ માટે રચેલ કવિતા.

## સવૈયા ( એકત્રીશા. )

કુળ ઉત્તમમાં કુળદિપક આ, ગણિયા વાસી અમદાવાદ,
શુભ પગનો જ્યાં સ્પર્શ થયો ત્યાં, સઘળે વર્ત્યોછે આહ્લાદ;
પુજ્ય પિતા જે ઉમેદભાઈ, તણી ઉમેદો જે મન માંહ્ય,
પૂર્ણ કરી તે પ્રતાપી પુત્રે, જશ અંબાર કર્યો જયાં ત્યાંય. ૧
ઝવેરી કુળનાં ઝવેર ઝાઝાં, ઝગમગતાં જે શોભાદાર,
ઝવેર તેમાં અમૂલ્ય આછે, લેવા સૌને અદકો પ્યાર;
બુદ્ધિનિધાન વડા ગુણવન્તા, રાજનું જ્ઞાન અનુપમ સાર,
વખતચંદ કે રાજચંદ આ, જગમાં પામો જય જયકાર. ૨
માણાવદરના રાજકાજમાં, પૌઢ નીતિથી લેછે ભાગ,
નાયબ મેનેજર એ આપ્યો, અતિ માનથી શુભપોસાગ;
લાજ વધારી રાજ સુધારી, ધારી હૈયે ઈશ્વર ધ્યાન,
વીર વડા ભડ વખતચંદને, ઈશ આપ બળબુદ્ધિ જ્ઞાન. ૩
મિત્ર એ તણા મૂળચંદ તે, ડૉકટર બાંટવપુરના ખાસ,
પિછાન મારી પે'લી થઈ ત્યાં, આપ પ્રેમ પામ્યો આ દાસ;
ગુણ ગણનાને ગણવામાં ને, મિત્ર થવા હું નહિ કે યોગ્ય,
પ્રાણજીવન પ્રભુ પાસ યાચતો, વખતચંદને કુળ આરોગ્ય. ૪

## મનહર.

રાજ હતું પ્રજાપ્રિય, કે'વાતું તે રામરાજ,
સ્મરણ આવે છે સદા, દશરથ નંદનું;

વિક્રમને ભોજભૂપ, ખોદ્યા જેણે વિદ્યા કૂપ,
રાજ એનું રામ રૂપ, બાકી બીજું ફંદનું;
સુલોક સંતોષી સુખી, પ્રેમ નૃપપર પૂર,
ઉર ક્રુર ભાવ નહિ, નામ નહિ દંડનું;
આજ રાજ ચાલે એવું, બાબીના માણાવદર,
નામ જન લેશે સદા, શા વખતચંદનું. ૧

**સવૈયા બત્રીશા.**

જો મન નીજ વિચાર કરે નૃપ, શેખી બની ન થવું રંગિલ્હેરી,
રાજ સુધારણ દુઃખ વિદારણ, કારણ તું કર દૂરજ વેરી;
છેકજ છોટી છતે કદી ઠાકર, હેશ બનીશ મહાબલ શ્હેરી,
એમ નહીં તો આપ સદા તુજ, રાજ લગામજ કૂળ કતરી. ૧



## બાંટવા ડૉકટર મૂલચંદ બાવાભાઇ શાહ માટે.

**સોરઠા**

મૂશળ ધારે માન, પામ્યાછો પરગામમાં;
લઘુ વયમાં જે જ્ઞાન, પામ્યા તે પંકાય છે. ૧

ચંચળતાપુર ચિત્ત, ભ્રમણા ભાગે ભૂપની;
દમો દુષ્ટ દુર્પ્રીત, ગાયે ગુણ સૌ ગાનમાં. ૨

બાબી ગામે બાથ, ભિડી આપે હોંશથી;
વાંકી નિરામય હાક. લોક પ્રીયતા મેળવી ૩

ભારો ભારે કીધ. જશનો જબ્બર જમાવથી;
ઇખલાસી સૌ કીધ, ઈપ્તે સારે આ કહું. ૪

શાણે શ્રાવક કુંળ, જનમ્યા તે શાબાશ છે;
હરદમ હોજો મૂળચંદ આલાકી ઘણી. ૫

મનહર છંદ.

જીર્ણંગઢ વાસી ખાસી, ગુણ આલ ને વિલાસી;
જન ગુણ લે તપાસી, એવી રૂડી રીત છે.
પિતા બાવાભાઈ નામ, વિખ્યાત પામ્યું તમામ;
યશ કુલ ઠામ ઠામ, પસર્યાં ખદ્યોત છે.
ભલે ભલે ભૂમિપર, આપ સમ ઉગ્યા નર;
ધુરંધર ધર્મધર, જ્ઞાતિ પર પ્રીત છે.
પર ઉપકાર કર, ધાર્યું કૃત્ય વૈદ કર;
અખંડ આનંદી નર, પ્રતિ આ કવિત છે. ૧
વૈદ વિદ્યા તણો શ્રમ, અતિ ધર્યાં નહિ ભ્રમ;
વિષય વૈદક ક્રમ, જ્ઞાનના ભંડાર છે.
શુભ અહમદાબાદ, આબાદ કર્યો અભ્યાસ;
મેડીકલ કોલેજનું, પદ ધરનાર છો.
હોસ્પીટાલ આસિસ્ટંટ, એવી આપે ધરી શાલ;
કુંદનમાં હીરાસમ, ઓપતા અપાર છો.
નીજ કામ યત્ન કરો, થાય નહિ તેથી મરો;
વાણી છે વિમળ ઝરો, નોધારા આધાર છો. ૨

શાર્દૂલવિક્રીડિત છંદ.

રેરે સર્વ દિશે ભ્રમિત બનતા, ભ્રંગો સમા ચિત્ત તું;
બાવાભાઈ સુતું સમા પ્રિય સખા, શોધે સદા સાથ હું;
ડાહ્યા વાક્ય વિનોદથી શાન્તિ ધરતા, પ્રાણો જૂદા ના જરી;
જન્મો દે જનની મહીતળ વિષે, બારે ભલે તું મરી. ૧

### મનહર.

બહુ બહુ સુબા જોયા, રાવ ઉમરાવ જોયા;
હાકેમ હુકમ જોયા, જોતાં ન નવાઈ છે.
શાણા શાણા કારભારી, બળવંત ધરબારી;
દેખીયા શ્રીમંત ભારી, રિદ્ધિ ન મપાઈ છે.
સદગુણ ખાણ યશ, ધન કુળ નીતિવંત;
કદર કળાઓ જાણ, લેશ ન વડાઈ છે.
ખરેખાત ખલકમાં, અન્ય ભલે ખેરખાહ;
ખરેખરો ખેરખાહ, મૂલચંદભાઈ છે. ૧

### દોહરા.

ભણે ભ્રાત તમ ભ્રાત આ, પ્રાણ દીવેલો પ્રાણ;
જીવન જોડ્યું આપથી, સદ્ગુણ જરની ખાણ. ૧
દયા ધરી એ દીનને, અરપ્યો પ્રેમ વિશેષ;
ઈચ્છે મનથી સર્વદા, પ્રાણજીવન એ લેશ. ૨

### આશીર્વાદાત્મક મનહર.

માન ધન ધન્ય પામો, જસ તણો ગ્રહો જામો;
ઠામોઠામ આપ નામતણી, થાય નામના.
પુત્ર પત્ની પ્રમુખનું, સુખ ભલે દગ થાય;
જગ કરનાર આપ, પૂરે મન કામના.
હામ હથિઆર ધરો, શત્રુનો સંહાર કરો;
દીનવાર કરો દુઃખ, ટાળો ગામે ગામના.
એ સરવે સુખ પામો, મિત્ર મૂલચંદભાઈ;
આશિષ દે દીનજન, ગુણ રહો રામના. ૧



# દેશોન્નતિ વિષે–(સભામાં ગાએલી)

## ત્રિભંગી છંદ.

રે જગપતિ દેવા, સૌની સેવા, સફળ કહેવા, લક્ષ ધરો,
દાસો તમ આગે, જન સુખ માગે, શુભ સૌ લાગે, એમ કરો,
આ સભા ભરાણી, મનમાં જાણી, દેશની કાંણી, દુઃખ હરો,
દુઃખ દેશ કાપવા, ઉન્નતિ સ્થાપવા, સુમતિ આપવા, સ્હાય કરો. ૧
ભાષણ જે ભાખ્યું, સૌએ ચાખ્યું, મનમાં રાખ્યું, તેજ ખરા,
હાહા કરી જાણે, રાગો તાણે, કરવા ટાણે, જાય પરા;
તે નરછે વાદે, સમજ ન જાદે, પર સૌ વાદે, હામ ધરો, દુઃખ. ૨
આ હિંદ હવાણો, બહુ જખવાણો, રહ્યો ન દાણો, શુંજ જુઓ,
કાઢોજ કુધારો, ભાલ મારો, કેમજ હારો, નુર ખુઓ;
પરદેશી લૂટે, શૂર ન છૂટે, બંધન ટૂટે, કેમ ડરો, દુઃખ દેશ. ૩
જાતિના બંધે, નર સૌ અંધે, કળિએ ખંદે, દાવ લીધો,
શ્રાંને સંભાળી, સર્વ પ્રજાળી, ટેકો ટાળી, ઘાવ કીધો;
શું બેઠા થાકી, રહો ન તાકી, રહ્યું ન બાકી, ભૂખ મરો, દુઃખ. ૪
હજિ દિવસજ આ છે, તાજા ઘાછે, એનિ દવાછે, કેમ ભૂલો,
રે દેશી ભ્રાતા, સમરી માતા, કરવા શાતા, બ્હાર ખુલો;
દુઃખ હિંદ ધરો મન, સંપ કરો જન, બાંય ચડવિ તન, યત્ન કરો, દુઃખ દેશ. ૫
કો મનથી કરજો, તન કો ધરજો, ધનને તજજો, એ સાટે,
કો ભાષણ ભારી, કવિતા પ્યારી, મંડો ભારી, એ માટે;
જુથ તેથી થાશે, દુઃખ બંધાશે. સુખ ફેલાશે, સર્વ સ્થળો, દુઃખ. ૬
સહુને વિનતીથી, અલ્પ મતીથી, કથન કવિતથી, ત્રાડિ કહું,
હિત કરજો એનાં, છોરૂ જેનાં, કાપો તેનાં, બંધ સહુ;

આ કસરત શાળે, સંધ્યાકાળે, ઉન્નતિ ભાળે, દેશિ બધા,
રે ખલક ધણી આ, અરજ બાંટવા, લોક તણી ના, ભૂલ કદા. ૭

ગીતિ.

મંડયા દેશી ભ્રાતો, સૂર્ય ઉગિઓ હવેજ હિંદ તણો;
કાલ બપોરજ થાશે, હિંમત મૂકી રહો ન શોક જનો. ૨

# અનંત ગુણોપમ પાર્શ્વનાથ જિનપ્રભુ મહારાજની અલ્પ સ્તુતિ. (બળેચગામમાં તેમના મંદીરમાં કરાયેલી.)

## રાગ બનજારાનો.

નમો પાર્શ્વનાથ જિન ભાવે, ભવોભવતા ભાર મટાવે. એ ટેક.
રૂડું ગામ બળેચ કહાવે, જ્હાં આપ મૂર્તિ સોહાવે,
પુરના શ્રાવક જન આવે, ભવોભવનો. ૧
મૂર્તિ રતિ સૂર્ય હજાર, એથી અધિક તેજ અંબાર,
દર્શન અઘ ઓઘ સમાવે, ભવોભવનો. ૨
નિર્વિકારી જગના ત્રાતા, પ્રભુ માત પિતા સુખ દાતા,
સ્વામી શરણું મોક્ષ વરાવે, ભવોભવનો. ૩
મુક્તિપુરીમાં નાથ નિરંજન, ધરૂં રૂપ અનુપ દુખ ભંજન,
દેવ દેવપતિ શીશ નમાવે, ભવોભવનો. ૪
મળ્યો જન્મ મનુષ્ય અમૂલ્ય, નથી અવર જન્મ તે તુલ્ય,
ભુલ્યો જો નહિં ધર્મ ધરાવે, ભવોભવનો. ૫
અમે અલ્પ જીવ અહિં આવી, યાત્રા કરી સુરત લગાવી,
તારી લ્યો ભવથી નાવે, ભવોભવનો. ૬

આ શ્રાવક સાથ શ્રદ્ધાથી, ધરે ધ્યાન સદા શમતાથી,
ઇચ્છા મનવંછિત પાવે, ભવોભવનો. ૭
દીન પ્રાણુ પ્રાણુ તમ પાસે, ગણિ ગુણ ગણના મન ભાસે,
મતિ હીન વધુ શું ગાવે, ભવોભવનો. ૮

---

## મહાત્મા કાન્તિ વિજયજી પધારતાં બનાવેલી.

(રઘુપતિ રામ -હૃદયમાં રહેજોરે એ રાગ.)

ગુણી મુનિ કાન્તિ વિજય પધાર્યારે,
જેણે મોહ મદાદિ વિદાર્યા. ગુણી. એ ટેક.
બાળપણમાંથી ભેખ ધરીનેરે,
ગ્રહ્યો સંયમ હર્ષ ભરીનેરે,
દાઝયાં પાપ ક્રિયાથી ડરીને. ગુણી. ૧
કાયા કાચ કુંપા સમ બાળીરે,
તપ જપ ધ્યાનમાં દેહ ગાળીરે,
દ્રષ્ટિ સર્વ જિનેંદ્રમાં વાળી. ગુણી. ૨
સ્વામી શાસ્ત્ર સુતરમાં સુજાણીરે,
અમૃતવત અવિચળ શુભ વાણીરે,
કાન્તિ કાન્તિ કહું શું વખાણી. ગુણી. ૩
આપ દર્શન કયાંથી અમારેરે,
રંક રત્નને કયાંથી નિહાળેરે,
ભાગ્યોદય હોય ત્યારે ભાળે. ગુણી. ૪
મહા મ્લેચ્છ જનોમાં વસીએરે,
જહાં ધર્મ નીગમ નવ કસીએરે,

ધર્મ ચર્ચામાં મસ્ત થસીએ. ગુણી. ૫
પાપ કરવે પંચમ પ્રાણિ પૂરારે,
દુઃખ દળ દેખવે ન અધૂરારે,
એક સિદ્ધ સમરવે ન શૂરા. ગુણી. ૬
જીન માર્ગે એ જનને બતાવોરે,
સ્થિરતા કરી શાસ્ત્ર સુણાવોરે,
આપ આંગળીએ વળગાવોરે,
અમને વખત નહીં મળે આવો. ગુણી. ૭
અહિં શ્રાવક સાથછે થોડોરે,
પાપ તાપ બંધનમાંથી છોડોરે,
નીત ચિત અમ જિન સંગ જોડો. ગુણી. ૮
ગુરૂ ચૈત્ર બીજે પક્ષ બીજેરે,
બજેચેથી આવ્યા મન રીઝેરે,
બોધ આપો જવા નહીં દીજે. ગુણી. ૯
પ્રાણજીવન દાસ તમારોરે,
વિનતિ તેની ઉર ધારોરે,
ભવસાગર પાર ઉતારો. ગુણી. ૧૦



## દોહરા.

વીર ક્ષેત્ર સૌરાષ્ટ્રમાં, ઉત્તરે ઝાલાવાડ;
દક્ષિણ ભાગે થાન મુજ, ગામ ભર્યુંછે ધ્હાડ. ૧
વણિક કુળ મુજ જન્મ ત્યાં, પિતૃ શાહ મોરાર;
પ્રાણજીવન જગ દાસછું, બુદ્ધિહીન વણસાર. ૨

કાવ્ય જ્ઞાનમાં અલ્પઙ્કું, બિલકુલ બાળ સમાન;
દોષ ભરી રસ વગરની, કાવ્ય રચ્યું અજ્ઞાન. ૩



## ખાનબહાદુર ધનજીશાહ હોરમસજી કડાકા માજી ડેપ્યુટી આસિસ્ટંટ પોલિટિકલ એજંટ કાઠિયાવાડ એઓસાહેબ બાં- ટવામાં પધારતાં રચેલ કવિતા.

### છંદ હરિગીત.

સૌરાષ્ટ્ર શોભાવંત મધ્યે, યવનપુર છે બાંટવા,
બહાદુર બાબી રાજકીર્તિ, ઝળકની શોભાવવા,
તે નગર મધ્યે આ દિને, શોભા બહુ વર્તાયછે.
સાહેબ ધનજીશાહ સુગુણી, આગમન લેખાયછે. ૧
અતિ નમ્ર વદને પાસ પ્રભુની, પ્રેમતાને પ્રણમીને,
ભાગ્યો અમારાં હૃદય પામ્યાં આપ દર્શન નિરખીને,
જો સ્મરણ કરતા અહર્નિશ, શુભ સા'બ ધનજીશાહનું;
તે સ્મરણ વૃત્તિ પૂર્ણ પૂરી, શાન્તિ પામ્યું મન ઘણું. ૨
સૌરાષ્ટ્ર કેરી હારમાળા, ઓપતી આ ભુવનમાં;
શું શોભતું આ સ્થાન આજે, ધામ નહિ ત્રણભુવનમાં,
પ્રખ્યાતિ પામ્યા યશ પ્રતાપે, સૂજશી અધિકારથી,
સૌરાષ્ટ્ર કેરા સ્તંભ ભારી, યોગ્ય સર્વ પ્રકારથી. ૩
અઢાર બોતેર સાલમાં, સૂબા થયા અમ ગામના,
અતિ લોક પ્રિય કામો કરીને, અમર થઇછે નામના,
સુખકારી રૂડી દવા શાળા, લાઇબ્રેરી ઝળકતી,

તમ પરિશ્રમે પાયો નખાયો, અચળ બહુ અભિલાષથી ૪
સતેજ પામી ટપાલ આફીસ, સરલ આપ અમલ મહીં,
કામો સુધારા સડકનાં તે, લેખિની લેખાય નહીં,
સહુ લોક પાસે શાહ ધનજી, વાતમાં વખણાય છે,
ઉપકાર આપ અમાપછે, શું ગણિત અંત લવાય છે. ૫
એ સદ્‌ગુણોની અચળ યાદી, વિજયા રાણી થકી,
ઇલકાબ આપ્યો ખાનબહાદુર, ખીલતો ખૂબી નકી,
સહુ લોક દીલ ઉલટથકી, ગાશે તમારા ગુણ સદા,
સાહેબ ધનજી ખાન બહાદુર, નામ નહિ ભૂલે કદા. ૬
વિદાગ પામ્યા માનથી, આ રાજ્ય કેરા ચાર્જથી,
સાહેબ શાણા સોંપીયા, હિંમતી હિંમતરામની,
વિવેકીને વિદ્વાન મળતા, અદલ ન્યાયે રાજતા,
વળિ શાન્ત ભાવી સદ્‌ગુણી અમ, પાડ આપનો માનતા. ૭
અતિ ઉલટ ઉભરે સર્વદા, અમ માગીએ પ્રભુ પાસરે,
સાહેબ ઘો એવા બવે, પૂરે પ્રજાની આશરે,
પ્રતિદેશ મધ્યે આપશો, યશ ફુલના હારો ઘણા,
ચિરકાળ રાખો શાહ ધનજી પાણની એ ધારણા. ૮

## એજ પ્રસંગ ઉપર.

### દોહો.

આજ સકળ બાળિ ભૂમિ છે ઉલાસે,
સકળ બાળિ પ્રજા ઇશને ઉપાસે;
હૃદય રાખે સદા એજ શુભ આશ,
શાહ ધનજી તણો જય હજો ચોપાસ. ૧

રાજ કાર્યમાં ગણાય તેહ શાણા,
શ્રેષ્ઠ પંક્તિ સુગુણી જન મહા ગણાણા,
માન દે બધા મહાન રાવરાણા,
દેશ હીત ખર્ચે કરે બહુ નાણાં. ૨
આપ છો અમારા મુગટની સમાન,
ગણાઓ કૃપાળુ આપ મોંજબાન;
પ્રીતિ પ્રેમ ભાવ છે અમારી પ્રત્યે,
અચળ વૃદ્ધિ રાખો માગીએ એ નિત્યે. ૩
વાહ!! શું સુગંધી રૂડું રમ્ય સ્થાન,
માર્ગ બાજુએ ફરકતાં નિશાન;
શાહ ધનજી ખાન બહાદુરને માન,
નહિ અન્ય અતિ શુભ પ્રસંગ સાન. ૪
અતિ તેજવંત દીપ માળ સારી,
ફુલ ઝાડ બાગ માર્ગ યુક્તિ ભારી;
ગુણી વિવેકી અમલદાર સભા સારી,
ખરે ઇન્દ્ર દેવ તણી સભા વિસારી. ૫
દિવસ આજ ધન્ય ધન્ય મંગળ વારે,
ધન્ય માસ જુન તારિખ નવ સારે;
સાલ એક નેવ શુભ છે અપાર,
ધન્ય ભાગ્ય જનો તણે વાર વાર. ૬
નિશાળ સ્થાન પધારી કરી પરીક્ષા,
સહુ બાળને મળી સુશીલ શિક્ષા;
વદો બાળ મુખે શા જય જયકાર,
જેહ પ્રાણજીવન પ્રાણના આધાર. ૭

# માણાવદરના બાળક શાહજાદા ફતેહ દીનખાનજી વિષે રચેલ કવિતા.

## દક્ષિણી લાવણી.

ફતેહ જન ચહો, ફતેહ દીન ખાંનીરે;
ગુણી સુખાળ દિલ દયાળ, આવે વ્હાલ, જોનિહાળ;
બાળ લે ઓળખાણીરે—ફતેહ જન૦— ૧
ખાંતથી ખિલે નીતિ પાણી પીનેરે,
ચિતચતુર, ધરી લે ઉર, બુદ્ધિપુરથી જરૂર;
વકૂફી સૌ વિધાનીરે— ફતેહ જન૦—૨
ઉમરમાં ઉણા નવ થકી નવાબરે,
શું વિચાર હૃદય હાર, મુખ ચિતાર, ભભકદાર;
શું વિવેકી વાણીરે— ફતેહ જન૦—૩
જુવાનિમાં ખર્યું શું સુગંધી ગુલરે,
કારીઘાવ, વિસરે સાવ, કળીજ માત્ર, ગુપ્તભાવ;
થીબરેલ ઝાંખીરે— ફતેહ જન૦—૪
સિંહ સુત તે સિંહ શક્તિ ધારેરે,
ગજફરખાન, બાળિસુકાન, કદરદાન, હુનરખાન;
(એ) પ્રતાપીના પ્રતાપીરે— ફતેહ જન૦—૫
પ્રતાપી પુત્રની પરખ પારણાથીરે,
ઉદયસુર ઉકુ હજુર, સુરખાંચુર, કરી મશહુર;
થાય તેજ તાણીરે— ફતેહ જન૦—૬
ગાય લાયકી વિલોકી લોક બાપુરે,
બાંધે આશ, નહિ કચાશ, રાજરાશ, ખુબ પ્રકાશ,
રાજે રાજધાનીરે— ફતેહ જન૦—૭
તખ્તનશીન થશો તખ્તને દિપાવોરે,
નીતિ રાજ, કહે સદાજ, કરો સુકાજ, બાબી તાજ;
(એ) પ્રાણની મીજબાનીરે—ફતેહ જન૦—૮

# એજ વિષયપર.

## ( સવૈયા એકત્રીશા. )

સોરઠ પશ્ચિમ બાજુ માંહે, માણાવદર તાલુકો સાર;
નવાબ પાલણહાર પ્રજાના, ગજફરખાન હતા હુશિયાર;
તરૂણપણામાં કાળે ઝડપ્યા, વસે હાલ જિન્નત મોઝાર;
ફતેદીન શાહજાદા બાળક, રાજ સરત લે શ્રી સરકાર. ૧
સરકારી સૂબો ગુણિયલ ત્યાં, સરકારે શોધી અતિ શ્રેષ્ઠ;
ઇતબારી અનુકૂળ અવલથી, રાજકાજનો હીરો નેટ;
મેનેજર પદ આપી ઉમદું, પ્રભાશંકર મોટે માન,
અદલ ન્યાય રૈયત સહુ રાજી, ફિકર જરી ન ફતેદિનખાન. ૨
શાહજાદા સદ્ વર્તન માટે, શિક્ષક રૂડા નવનિધરાય;
વિદ્યા નીતિ રસના ઘુંટડા, હાલ હુલાવી ફુલાવી પાય;
કિતાબમાંથી કંઠ કરાવે, કૈ વચનામૃત રાખી ધ્યાન;
સમજાવે શ્રીકાર શાહનાં, ઘટે સમજને તેવાં બ્યાન. ૩
જેમ વાળિએ તેમ વળાએ, ઓછા શ્રમથી છોટો છોડ;
શિક્ષક એ સિદ્ધાન્ત લક્ષ લઈ, ટકવા દે નહિ કંઇપણ ખોડ;
પ્રવીણ ગુર્જર ભાષામાંછે, ઇંગ્રેજીમાં ઊંચું જ્ઞાન;
ખરેખરો શોધ્યો શિક્ષક આ, રંગ પ્રભાશંકર દિવાન. ૪
શારીરિક કેળવણી દેવા, હેવા હલકા ટળવા કાજ;
કાન તણા કાચા ન થવા દે, હજુર રહેછે સરવરખાન;
શાણા સરવરખાં સંભાળે, પંપાળી દે પ્રૌઢી શીખ;
ધરણીધરની હૃદય ધરાવે, કુછંદ અડતાં અદકી બીક. ૫
ક્યાં ક્યાં ફરવું કેમ બોલવું, મળવું કેવા કેવા સાથ;
આગળ આપ નવાબ થવાના, માણાવદર વસ્તીના તાત;

સરવરખાં સરવર સમ આપે, બોધબોધ પાણી પરવાહ;
મ્લેક તાર પણ એકતાર થૈ, રીત મીઠની પાયે ચાહ. ૬
માણાવદર માયાળુ રૈયત, રટણ કરે રસનાએ રોજ;
ક્યારે તખ્તે બેસે બાપૂં, તૂમિ અમારી થાએ તોજ;
પ્રફુલ્લિત વદને આપે ક્યારે, ખરેખરા રંકોને મોજ;
જશ પસરાવી પવન પ્રમાણે, ક્યારે જગ કહે આ તે ભોજ. ૭
દિવાન પરભાશંકર જેવા, પાસે રાખે પૂરા પ્રેમ;
નાગર નામી રાજનાક એ, કદર કરી દિલ દાખે રેમ;
વઝીર વિચક્ષણ વખતચંદ પણ, વખત વખત ઉપયોગી તેમ;
કથીર કેળવી કળા લડાવી, હોંશે કરનારા જે હેમ. ૮

## શાહજાદા સાહેબની હજુરમાં રહેતા.

### ગંભીર સરવરખાન વિષે કવિતા. (તેમને શાબાશી)

(સલામ સૌને હાલ સાહબો સલામ સૌને હાલ.
એ રાગ. )

શાબાશ સરવરખાન, વદોજન, શાબાશ સરવરખાન;
ફુલ ગુલાબનું આપ ઉછેરો,
બાબિ ચમન બાગાન. વદો જન૦—શાબાશ૦ ૧
કરતા ઉત્તમ છોડો રાખી,
ખીલતું કર્યું ખાનદાન. વદો જન૦—શાબાશ. ૨
જોઈ ગુલાબ સદગુણે વિકાસતું,
ઉતર્યું અન્ય ગુમાન. વદો જન૦—શાબાશ. ૩
મુલ્ક મળે નહિ મે'નત કરતાં,
આવો ઊંચો બાગવાન. વદો જન૦—શાબાશ. ૪
ખાવંદ કેક ખુવાર થયા છે,
સંગે ચડી શે'તાન. વદો જન૦—શાબાશ. ૫

સદ્‌ગુણીની સોબતથી સદા,
સદગુણ ધારે નિદાન. વદો જન૦-શાબાશ. ૬
નીતિ રીતિ આપ તણી નિત,
ગાતા ગજફુરખાન. વદો જન૦-શાબાશ ૭
બતાવી આપો બાળ બનાવી,
ઘટે ઘણું સનમાન. વદો જન૦-શાબાશ. ૮
ખટકે ઘટમાં ઘડી ઘડી ખુબ,
જતો રહ્યો જે જુવાન. વદો જન૦-શાબાશ. ૯
જખમ આથી ઈંઝથી નિશ્ચે,
ખરૂં કર્યું અનુમાન. વદો જન-શાબાશ. ૧૦
પ્રાણ પ્રમાણિક હોજો હજુરી,
જેવા સરવરખાન. વદો જન-શાબાશ. ૧૧

## માણાવદરની રૈયત સરવરખાંનને વિનંતિ કરે છે કે:-(રાગ ઉપરનો.)

ફુલ ફતેહદિનખાન, કરો એવું, ફુલ ફતેહદિનખાન.
કરો એવી સાબાશી સરવરખાન,
ધીર મહા શુરવીર બનાવો,
જાહેર થાય જહાન. કરો એવી-સાબાશી૦
જીતે રણધીર થઈ દુશ્મન દળ,
ધારી બાણ કમાન. કરો એવી-સાબાશી૦
જોરે વગાડે વાજાં જશનાં,
નીતિનાં નિત નિત તાન. કરો એવી-સાબાશી૦
ધર્મ ધુરંધર થઈ ધરણીપર,
કરે હરિ રસ પાન. કરો એવી-સાબાશી૦
પ્રજા સુખથી નીજ સુખ સમજે,
પાળે પુત્ર સમાન. કરો એવી-સાબાશી૦
આપે આશ્રય અતિ ઉમંગે,
કવિ કિતાબ વિદ્વાન. કરો એવી-સાબાશી૦

વિવેકે નીજની પ્રજા ભૂમિનું,
આણે મન અભિમાન, કરો એવી–સાબાશી૦
દીવાન પદદે જાથુ પ્રભાને,
રાજ પ્રભા મસ્તાન. કરો એવી–શાબાશી૦
વખત ખપના વિપત વખતે,
તે વણ થાય તોફાન. કરો એવી–સાબાશી૦
એ બળવંતા સ્થંભે રહેશે,
રાજ જહાજ મીઝાન. કરો એવી–સાબાશી૦
એ પણ ઉરમાં ઉછળે પળ પળ,
સરવે કબરસ્તાન. કરો એવી–સાબાશી૦
ગુર્જર કવિઓ કાવ્ય કળાથી,
ગ્રંથે ગાશે ગાન. કરો એવી–સાબાશી૦
આદિ આજથી આરંભી દ્યો,
રાજ નીતિનું જ્ઞાન. કરો એવી–સાબાશી૦
માણાવદર રૈયતની વિનતિ,
સુણી સંક્ષેપે કાન. કરો એવી–સાબાશી૦
પ્રાણજીવનછે કાવ્યકળામાં, બિલકુલ બાળ સમાન; શુણો૦
ઇચ્છે ઉરથી જુવાની જોવા, હાલ હેરાન કુથાન. ,,

## ગીતિ

માણાવદર મુકામે, રચી કવિતા આ મેં દિનપ્રાણે;
નાનું છે નજરાણું, કમે અંકથી રહ્યો છુ વણ નાણે. ૧

## માલિની છંદ.

**અ**કલ અચળ રેજો, **ગ**ર્જે કોની ન રેજો;
**મિ**જલસ બિબિઓમાં, **જ**લ્દી શ્રેષ્ઠા મનાજો;
**ર**જક હજમ કરતા, **ફ**ર્જે સારી બજાવે;
**વ**ખત સરસ થાજો, **ર**દ્દિના થોક આવે;
**ખ**બર તુજ ખુદા લે, **ખાં**ત રાખી હમેશે;
**ત**ખત તનય તારો, **ન**ક્કી સો વર્ષ બેસે;